GAP भाषा
A MULTILINGUAL JOURNAL OF RESEARCH
( ISSN – 2582-8770 )
Globally peer-reviewed and open access journal.

# રતિના આભાસની કથા : હેરી

ડૉ.હીરેન્દ્ર પંડયા
આસિ.પ્રોફેસર,
આર્ટ્સ એન્ડ કોમર્સ કૉલેજ,વડનગર

'થુંબડી' એ વાર્તાકાર સંજય ચૌહાણનો બીજો વાર્તાસંગ્રહ છે. આ સંગ્રહની પ્રસ્તાવનામાં વાર્તાકાર લખે છે,

'મારી આજુબાજુ જીવતા લોકોની વેદના, લાગણીઓ, ઇર્ષ્યા, કવચારીઓ અને દાવપેચ બધું વાર્તામાં મૂકવાથી નવો જ જીવ પુરાયો છે. આપને પણ ઉત્તર ગુજરાતના ગામડાઓનો ધબકાર આ વાર્તાઓમાંથી સંભળાય તો જ મારી શબ્દની ઉપાસના પાર ઊતરી એમ માની શકું. જો કે પેલી મથામણ સતત ચાલુ છે.' (પૃ.૪)

વાર્તાકારની આ મથામણની સાબિતી તેમનો આ બીજો વાર્તાસંગ્રહ છે. પ્રથમ સંગ્રહની વાર્તાઓ સાથે સરખામણી કરતાં બીજા સંગ્રહની વાર્તાઓ પ્રમાણમાં વધારે સંકુલ જણાય છે. આ સંગ્રહમાં વાર્તાકાર માનવમનની ભીતર પ્રવેશતા જણાય છે. આ સંગ્રહની વાર્તા 'હેરી' ઉપલક નજરે જમના વડે છેતરાતા જેઠાની લાગે. પરંતુ માનસશાસ્ત્રીય અભિગમ અને સંસ્કૃત કાવ્યસિદ્ધાંતની મદદથી આખી વાર્તાને તપાસીએ તો વાર્તાના નવા જ પરિમાણો ઊઘડે છે.

'હેરી' વાર્તાનું પ્રમુખ પાત્ર જેઠો છે. મા-બાપ ગુમાવી ચુકેલો જેઠો જ્ઞાતિએ ચમાર છે. ગમે તેવા ઢોરને વશ કરવાની આવડત ધરાવે છે. આ આવડતના લીધે તે વધારાના બે પૈસા કમાય છે. તેમાંય પહેલવહેલી વિયાયેલી ભેંસને દોહવાનું  કપરું કામ જેઠા માટે ડાબા હાથનો ખેલ. જેઠો કુંવારો છે. તેના માસા-માસી તેના લગ્ન માટે મથામણ કરે છે. આછી-પાતળી આવક, મા-બાપ નહી અને પંચાતિયા લોકોની ખટપટના લીધે જેઠાનું ઠેકાણું પડતું નથી. આ સ્થિતિમાં જેઠાની જાતીય વૃત્તિ વણસંતોષાયેલી રહેતા વકરતી જાય છે. ગામનાં ઘણાં જુવાનિયાઓની નજર જમના પર છે. એક સાંજે જમના જેઠા પાસે આવે છે. ગામના પાદરના વાડામાં આવીને તાજી વિયાયેલી ભેંસને હેરી પાડવા કહે છે. જેઠો આ વાતને જમનાનું આમંત્રણ માની લે છે. જમનાનાં સપનાં જોતો જેઠો આખી રાત ઊંઘી શકતો નથી. બીજા દિવસે સાંજે જેઠો જમનાને ત્યાં પહોંચી જાય છે. ત્યાં તે જુએ છે કે જમના તો વિઠ્ઠલ જોડે શારીરિક સંબંધ ધરાવે છે. પોતાની જાતીય વૃત્તિ સંતોષ્યા બાદ જમના સહજ રીતે વળી પાછી ભેંસને દોહતા જેઠા પાસે આવીને ઊભી રહે છે. જેઠાના ભ્રમનું નિરસન થઇ ગયું હોઈ જેઠો જમનાના હાથમાં દૂધ ભરેલું બોઘરણું થમાવતા બબડી ઊઠે છે,

'લ્યા, ભેંસ પેલ્લેથી હેરી પડેલી છઅ. મારું કોય કામ નથી.' (પૃ.૧૭)

ઝડપથી વાડ ઓળંગતો જેઠો ચાલી નીકળે છે ત્યાં આકાશમાં મોટો કડાકો થાય છે અને વરસાદ શરૂ થાય છે. આખા દિવસનો ઉકળાટ સમાવતી ઠંડક ફેલાય છે ત્યાં વાર્તા પૂરી થાય છે.

વાર્તાનો આરંભ સાંજે જમનાને ત્યાં જવાના વિચારે ઉત્તેજના અનુભવતા જેઠાના વર્ણનથી થાય છે. ભારો બંધાવાની મથામણ કરતા જેઠાની ચેષ્ટા સૂચક છે. ભારો નહિ જમનાને બાંધવાની પેરવી જેઠો કરતો જણાય છે. વાર્તાનું ખરું રહસ્ય તો જેઠાનો રતિનો ભાવ નહિ, રતિનો આભાસ જે રીતે આલેખાયો છે તેમાં રહેલું છે. વાર્તાકારે જમનાને જેઠાના ચિત્તમાં જન્મતા શૃંગારના આલંબન તરીકે આલેખી છે. અહીં આલેખાયેલ રતિભાવ સાહજિક નથી. સંસ્કૃત કાવ્યશાસ્ત્રીઓ જેને રતિના આભાસ તરીકે ઓળખાવે છે એ આ વાર્તાનો વિષય છે. આપણા આચાર્યો ભાવાભાસ કે રસાભાસને કાવ્યોચિત વિષય તરીકે નકારતાં નથી. એથી વિપરીત રસાદિધ્વનિનો કાવ્યમાં સમાવેશ કરી આભાસી ભાવ અને રસનું નિરૂપણ પણ કાવ્યમય અને આસ્વાદ્ય હોઈ શકે એમ સ્વીકારે છે.

સૌપ્રથમ તો એ પ્રશ્ન થાય કે શા માટે આ વાર્તા રતિના આભાસની છે? આપણા ચિત્તમાં રહેલો ભાવ જાગૃત

થવા માટે કોઈ વિભાવ હોવો જરૂરી છે. એ રીતે જેઠા માટે આલંબન જમનાને ગણી શકાય. વાર્તાકાર આરંભે જ જેઠાનો સોમલી સાથેનો એક પ્રસંગ લખે છે. જ્યાં જેઠો સોમલીને પણ 'ભોગવવાના' ઈરાદે જોતો જણાય છે. અર્થાત્ જેઠાને કોઈ એક યુવતીને જોઈ રતિનો અનુભવ થતો નથી. બીજી તરફ જેઠાને જમના પ્રત્યે રતિ અનુભવાતી હોય તો પણ જમના જેઠા તરફ એવો ભાવ અનુભવતી દેખાતી નથી. વાર્તાકારે જમનાના ચિત્તમાં જન્મેલાં ભાવને તેની ચેષ્ટાઓ-અનુભાવોથી દર્શાવ્યા છે. જમનાની ચેષ્ટાઓ જેઠાના રતિભાવનું ઉદ્દીપન કરે છે એ પણ સાચું. પરંતુ આ તો જેઠાએ પોતાની વૃત્તિનું જમના પર કરેલું આરોપણ છે. જેઠો અન્ય યુવાનો સાથે જમના વિશે જે વાત કરે છે તે પણ આ જ વાત દર્શાવે છે. જુઓ.

'જમનાની વાત નીકળી ને જેઠો ચુપ રહી ના શક્યો. 'કાલે એણે મને હેરી પાડવા બોલાયો છઅ. ભેંસ ભેળી એનેય હેરી પાડી દઉં.'

'તારું કોમ નહીં જેઠા ... અલ્યા, વિઠ્ઠલ ઓની સીંકળી આવઅ એના આગળ.'

વિઠ્ઠલે બીડી સળગાવી, 'એ તો કોય ઢોર છઅ તે તારા વસ થાય?'

લગાવ શરત' જેઠો હાથ ધરી બેઠો.

'તારો નંબર હાલ નાં આવઅ.' ધૂળા સામે મરમાળું હસી વિઠ્ઠલે ઊંડો કસ ખેંચ્યો. ધુમાડો જેઠાના ચેહરા પર ફેંક્યો.' (પૃ.૧૪)

આ ટૂંકી વાતચીતમાં એ વાત સ્પષ્ટ થઇ જાય છે કે જેઠાને મન ભેંસ અને જમના બંને સરખા છે. તો વિઠ્ઠલ જે રીતે 'મરમાળું હસી'. જેઠાના મોં પર બીડીનો ધુમાડો છોડે છે તે ભવિષ્યના પ્રસંગનો નિર્દેશ છે. બીજી બાજુ આ નાનકડો સંવાદ ગામડાના યુવાનોની પશુ વૃત્તિને પણ દર્શાવે છે. લેખકે જેઠાની ભડભડતી વાસનાને તેના સ્વાભાવિક વિકારો અને ચેષ્ટાઓ દ્વારો દર્શાવે છે. જમનાને હેરી પાડવાના ઈરાદે મનમાં મલકાતો જેઠો ખેતરમાં આવેલી સોમલીને જોતાં તેને પકડી લેવાનું વિચારે છે. રેલ્લીની રાશ પકડીને તેને સોમલીના હાથમાં આપતી વખતે જેઠાની નજર પરસેવે રેબ-ઝેબ સોમલીના ધમણ જેમ હાંફતા છાતીના ઉભાર પર ચોંટી પડે. ભેંસ હેરી પાડવાનું કહેવા આવેલી જમના અને જેઠાની વાતચીત જુઓ.

'શું જોઈ રહ્યા છો?' જમનાએ નજર નીચે કરી.

'કોય નહીં'. બીડીનો કસ ખેંચી જેઠો પૂછી વળ્યો. 'કેમ આવવું પડ્યું?'

'ભેંસ વિયાણી છઅ.'

'તે?' છેલ્લો કસ ખેંચી જેઠાએ બીડી નીચે નાંખી. જોડાથી દબાવી હોલવી દીધી.

'હેરી પાડવાની છઅ.'

'ભેંસ ન અ?' જેઠો ધારીને જોઈ રહ્યો.

'તાણ્ય સુ મનઅ?' જમના શરમાઈ ગઈ. જેઠાની ધારદાર નજર જીરવી ના શકી.

'જુવાં કે જાણી હડકવા ના ઉપડ્યો હોય ભૈસાબ. મું તો જઉં. કાલે સાંજે આવી જજો.' જમના ચાલતી થઇ. (પૃ.૧૩)

માનસશાસ્ત્રીય અભિગમથી જેઠાની ચેષ્ટાઓ જોઈએ તો તેમાં જેઠાની જાતીય વૃત્તિનો વિફરાટ સ્પષ્ટપણે દેખાય છે. તેની ધારદાર નજર, બીડીના ઊંડા કસ ખેંચવા, તાકીને જોઉં, બીડીને પગથી બુજાવવી - આ બધું જેઠાની વાસનાને સચોટ રીતે રજુ કરે છે. જમના પણ તેની 'હડકવા ના ઉપડ્યો હોય' તેવી રીતથી શરમ અનુભવે છે. જો કે આ શરમ રતિભાવ દર્શાવતી નથી પણ જમનાના ચિત્તમાં જન્મેલી ભીતિ, અસલામતીને રજુ કરે છે. જેઠાની ભીતરના તલસાટને વાર્તાકારે વરસાદ પડતા પહેલા અનુભવાતા બફારાને ઉકળાટ વડે તાદૃશ કર્યો છે.

'ઉપરથી આથમતાં સુરજનો તાપ જાણે મારો વારો કહી લાય ઝેરવતો હતો. જેઠાની નજર આકાશમાં પહોંચી. અજાણ્યા મલકમાંથી વણઝારાની પોઠો આવી ચડે તેમ વાદળો આવી ચડયા હતા. બફારોય શું કામ ઝાલ્યો રહે? જેઠો પલાળી ગયો. વાદળો ઘેરાવાથી આકાશનો લાલ રંગ ગાઢો થવા લાગ્યો. અદ્દલ જમનાના કબજા જેવો.'

(પૃ.૧૫)

ઓતરા-ચીતરાના તાપ અને બફારાનું આ વર્ણન વાર્તાના વિષયને ઘૂંટે છે. આકાશના લાલ રંગ સાથે જમનાના કબજાનું તાદાત્મ્ય જેઠાની 'લીબીડો'ની પરાકાષ્ઠા દર્શાવે છે. વાર્તાના અંતિમ ચરણમાં તો એક તરફ આકાશમાં ચમકતી વીજળી, બીજી તરફ જમનાના મલકાટને તક માની ઉત્સાહથી ભેંસ દોહતો જેઠો અને ત્રીજી તરફ વિઠ્ઠલ સાથે શરીરસુખ માણતી જમના- આ ત્રણેય બાબતોને વાર્તાકારે સરસ રીતે ગૂંથી લીધી છે. જેઠો બીજું બોઘરણું ભરી રહે ત્યાં તો જાતીય સુખ મેળવીને હોંશભેર જમના પાછી આવી જાય છે. એક તરફ શારીરિક સુખ માણીને આવેલી જમના બીજી તરફ ભ્રમ ભાંગી જવાથી ભાંગી પડેલો જેઠો બંનેને એક જ ફ્રેમમાં વાર્તાકારે મૂકી આપ્યા છે. જેઠાના અવસાદને એક જ વાક્યમાં રજુ કરી દે છે.

'લ્યા, ભેંસ પેલ્લેથી હેરી પડેલી છઅ. મારું કોય કામ નથી.' (પૃ.૧૭)

જમનાની નજર, તેનો મલકાટ, તેના ઝાંઝરનો ઝણકાર- આ બધું વાર્તારંભે જેઠા માટે ઉદ્દીપન બની રહે છે. અંતે એ જ વર્ણન જેઠા માટે નિરાશાની સામગ્રી બને છે. જમના અને વિઠ્ઠલનો સંબંધ પણ જેઠા માટે વિષાદનું નિમિત્ત બની રહે છે. 'ભેંસ પેલ્લેથી હેરી પડેલી છઅ.' જેઠાનો આ ઉદગાર સૂચક છે. જમના ગામના કોઈ જુવાનિયાઓના હાથમાં આવી નથી એમ જેઠો માને છે. ગામના બીજા જુવાનિયાઓની જેમ જેઠાને મન પણ જમના એક 'ભોગવવાની વસ્તુ' છે. ભેંસની જેમ હેરી પાડવાની ચીજ છે. જમનાને પોતાની મરજીથી વિઠ્ઠલ સાથે જોડાયેલી જોઈ તેને ધક્કો લાગે છે. અત્યાર સુધી જમનાને માત્ર વાસનાતૃપ્તિનું સાધન માનતા જેઠાને જમનામાં જે રસ હતો તે ઉડી જાય છે. પ્રશ્ન થાય કે શાથી તેને આ હદે ધક્કો લાગે છે? માનસશાસ્ત્રીય અભિગમથી જોઈએ તો જેઠાનો પુરુષસહજ અહમ ઘવાય છે. તેણે અત્યાર સુધી જમનાની ચેષ્ટાઓનું અવળું અર્થઘટન કર્યું હતું. જમનાની પણ સ્વતંત્ર ઇચ્છા હોઈ શકે, મરજી-નામરજી હોઈ શકે એની જેઠાને કલ્પના ન હતી. વળી, જેઠાએ જે વિઠ્ઠલ સાથે જમનાને ભોગવવાની શરત લગાવી હતી એ જ વિઠ્ઠલ જમનાને ભોગવી રહ્યો છે, જમનાને એ વિઠ્ઠલ ગમે છે - આ સત્ય જેઠાને બેચેન કરી મુકે છે.

વાર્તાકારે જેઠાના મનોભાવો તથા અન્ય યુવાનોના સંવાદો દ્વારા ગામડાના યુવાનોની પાશવિક વૃત્તિઓને રજુ કરી છે. તેમના સામૂહિક અચેતનમાં રહેલી સ્ત્રીઓ માટેની છીછરી માન્યતાઓને કુશળતાથી દર્શાવી છે. વાર્તાકારે ક્યાય જમનાને જેઠાને કામુક સંકેતો આપતી બતાવી નથી એ તેમની તટસ્થતા સૂચવે છે. સામાન્ય રીતે જમનાને ચારિત્ર્યહીન બતાવી જેઠાની પશુતા ઢાંકી દેવાની ભૂલ થઈ જાય. અહીં તો જમનાના અનુભાવો - જે વિઠ્ઠલ માટેની રતિનો સંકેત છે - તેને જેઠો જુદી રીતે મૂલવે છે. વાર્તાકારે તો જેઠાની હડકવા જેવી નજરથી શરમાઈ જતી જમના બતાવી છે. બફારો, બાવળિયો, ઉકરડો ઈત્યાદિ જેઠાના મનોસંચલનોને સૂચવે છે. જમનાને પોતાના બદલે વિઠ્ઠલ ભોગવી રહ્યો છે એ વાત તેને આઘાત આપે છે. પરંતુ વધારે આઘાતજનક તો જમનાએ (સ્ત્રી જાતે પુરુષ પસંદ કરે) જાતે વિઠ્ઠલ પર પસંદગી ઉતારી તે છે.

આ બધાં સંકેતો સાથે જ્યારે 'હેરી' વાર્તાને તપાસીએ છીએ ત્યારે જમનાનો વિઠ્ઠલ સાથેનો સંબંધ એ તો માત્ર જેઠાની મનોવૃત્તિ સમજવાની નાનકડી ચાવી છે. વાર્તા તો ભાવકને જેઠાના સંકુલ ભાવજગતમાં મૂકી આપે છે. આ ભાવજગત જેઠાની જમનાને ભોગવી લેવાની વૃત્તિ, તેમાંથી જન્મેલી બેચેની, જેઠાનો આભાસી રતિભાવ, જમનાની વિઠ્ઠલ પ્રત્યેની રતિ, સ્ત્રીની સ્વતંત્ર ઇચ્છા, પ્રકૃતિનો ઉકળાટ- આ બધાંથી રચાયું છે.

## સંદર્ભ ગ્રંથ

૧. 'થુંબડી', સંજય ચૌહાણ, લટુર પ્રકાશન, પ્ર. આ. ૨૦૧૩
૨. 'ભારતીય કાવ્યસિદ્ધાંત', જયંત કોઠારી, નટુભાઈ રાજપરા, ગૂર્જર પ્રકાશન, ૨૦૧૩